પ્રેમાનંદ કૃત

# નળાખ્યાન.

લાઈન ૧—૩૧૦.

(તેના કઠણ શબ્દોના અર્થ સાથે)

અંગ્રેજી-ગુજરાતી ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ માટે.




મુંબઈ:

દા. ર. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૬.

કિમ્મત ૩ આના.

## પ્રેમાનંદ કૃત

# નળાખ્યાન.

---

### કડવું ૧ લું.—રાગ કેદારો.

શંભુસુતનું ધ્યાનજ ધરૂં, સરસ્વતીને પ્રણામજ કરૂં;
આદરૂં, રૂડા નૈષધનાથ રે.

ઢાળ.

નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આરણ્યક પર્વ મહિમાય.
રાજ્ય હારી ગયા પાંડવ, સ્વાતિક-વનમોઝાર;
એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર.
પશુપતાસ્ત્ર પશુપતિયે આપ્યું, પછે ગયો સ્વર્ગમાંહે;
કાલકેત પુલોમા મારયો, પંચ વર્ષ રહ્યો તાંહે.
યુધિષ્ઠિરરાય અતિ દુઃખ પામ્યા, ઉપન્યો ઉરમાં કલેશ;
પુનરપિ પારથ નહી આવ્યો, કીધો ક્યાંઈ પ્રવેશ.
એહેવે સમે એક તાપસ આવ્યો, વૃહદશ્વ એહેવું નામ;
પૂજા કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ.

ચાતુર માસ તાંહાં રહ્યા, કુંતીસુત કરે સેવાય;
રાત રાતના વારાફરતી, પાંડવ ચાંપે પાય.
એક વાર યુધિષ્ટિર બેઠા, તળાંસવાને ચર્ણ;
તે સમે અર્જુન સાંભર્યો, ભગાર્યું અંતસ્કર્ણ.
ધર્મરાયને ઋષિજી પૂછે, જળે ભીના પગ માહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા.
ધર્મ કેહે સાંભળીએ સ્વામી, ઉઠી ગયો અર્જુન;
દુઃખ ઘણું સાલે રૂદમાં, માટે કરૂં છૌં રૂદન.

ભીમસેનની પાસે જો હું, માગું દાતણ પાણી;
બડબડતો જાએ રીસાવી, લાવે વૃક્ષ મોહોટું તાણી.
પ્રાતઃસામગ્રી નિકુળ પાસે, કદાપી જો મેં માંગી;
એક પોહોર તો વાર લગાડે, એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ દેઊં, તો મનમાં આણે રોષ;
મધ્યાન્હે ઘરમાંથી નિસરે, જોતો જોતો જોષ.
દક્ષિણ દિશાએ જોગણી જો, જાઊં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરૂં તો, ચંદ્રનું ઘર છે સાહામું.
એહેવી રીત તો ત્રણે ભાઈની, મુજથી નવ સેહેવાય;
દ્રોપદીને મોકલું તો, હરણ કરી કો જાય.

વણ માગે વેળાએ આપે, જે જોઈયે તે આણી;
ફળ જળ મુખ આગળ લેઇ મેહેલે, તે તો ગાંજીવપાણી.
તેહેના ગુણ હું નથી વિસરતો, રહ્યો છૌં રૂદયા રાખી;
સુખ સંતોષ વિના છૌં સુનો, મુનિ હું પારથ પાખી.
નિસ્વાસ મુકી ધર્મ એમ પૂછે, કોહોને વૃહદસ્વ રૂખી;
વન વસવું ને વિજોગ પડીઓ, હું સરખો કો દુઃખી.

રાજ્યાસન ધન ભુવન રિધ, તેહ હમો સર્વ હારી;
એહેવું કોને હવું હશે સ્વામી, પીડા પામી નારી.
વળતા વાણી વદે વૃહદસ્વજી, શું આણો વૈરાગ;
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહેનો સોમો ભાગ.
રૂપ રાજ્ય ને ધંન બળ તે, ન મળે નળસમાન;
અનેક કષ્ટ તેહેના જેવું કો, ન ભોગવે રાજાન.
ભીમક કુમારી નળની નારી, રૂપ શું કહું મુખ માંડી;
તે રાણી જાહાં નહીં ફળ પાણી, નળે વનમાં છાંડી.
દાસીરૂપ ધરયું દમયંતી, કુબડું થયું નળગાત્ર;
તેહેનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહારૂં દુઃખ કોણ માત્ર.
કર જોડીને ધર્મ એમ પુછે, કોહો મુજને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા, શા કારણ કેહેવાય:
કોણ દેશનો નરેશ કાહાવે, કેમ પરણ્યો દમયંતી;
તે રાણી નળે કેમ છાંડી ને, કાંહાં મૂકી ભમયંતી.
ઉતપત્ય કોહો નળદમયંતીની, અથ ઇતિ કથાય;
દુખીઆનું દુઃખ સાંભળતાં માહારી, ભાગે મનની વ્યથાય.

### વલણ.

વ્યથા ભાગે માહારા મનની, કેહે યુધિષ્ઠિર રાજાનરે;
વદે વિપ્ર પ્રેમાનંદ તે, નળતણું આખ્યાનરે.

### કડવું ૨ જું.—રાગ ગોડી.

વૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હદે.
નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ.

તેહને સુરસેન બાંધવજંન, તે બેહુને એકેકો તંન.
તે રૂપે કુટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ.
પછે નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન.
ચલાવે રાજ્ય નળ મહામતી, પુષ્કરને કીધો સેનાપતી.
જીત્યા દેશ વધારી ખ્યાત, શત્રુ માત્ર પમાડયા શાંત.
ભુપતી સર્વ નૈષધને ભજે, નળપુષ્કરે કીધો દિગવજે.
પ્રજા સુખે ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર.
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ.
કણકે ભરીઆ છે કોઠાર, જેહેવાં ધન તેવા દાતાર.
જાચકનાં દારિદ્ર કાપીઆં, નળે મુખમાગ્યાં ધન આપીઆં.
ભિક્ષુક કેહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાજ.
કીર્ત્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ સુરજના પ્રસરે કીર્ણ.
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ.
ઘેર ઘેર થાયે હરિ કીર્તન, એકાદશી વ્રત કરે હરિજન.
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ.
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ.
જો આવે મસ્ત માગનાર, તો આપતાં ન લગાડે વાર.
ઉત્તર દક્ષિણ પુરવ દેશ, વીરસેનસુતનો વાધ્યો યશ.
ત્યારે પુષ્કરને થઈ અદેખાઇ, મુજથકી વાધ્યો પિતરાઈ.
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એહેવું જાણી મન આણી વૈરાગ, ગયો વંન ઘર કીધું ત્યાગ.
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારુણ વનમાં પોતે પળ્યો.
જઈને સેવ્યું પર્વત શૃંગ, તળે વેહે છે નિર્મળ ગંગ.
શલ્યાનું કીધું આસન, પાનડાંનું કીધું છત્ર રાજંન.

માનસી રાજ માંડયું વનતણું, કોકિલા ગાન કરેછે ઘણું.
આ મૃગ તે અશ્વ માહારે કારણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
ઝુંડ હસ્તિ પૃથ્વી પરસંગ, એ રાજ કેમે ન પામે ભંગ.
કો લુટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણી પેરે માંડયું રાજ્યાસંન, અણચાલતે વશ કીધું મંન.
એ કથા એટલેથી રહી, નળરાજા શું કરતો તહીં.
જારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઈ વિના ભુપ એકલો રહ્યો.
નિષ્કંટક રાજ્ય એકલો કરે, ધર્મઆણ રાજાની ફરે.
માગાં મોકલે દેશ દેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ.
શરીર કુળમાંહે કાહાડે ખોડ, કહે ન મળે કો મારી જોડ.
બત્રીસ હોય લક્ષણ સંપુર્ણ, તેહેનું હું કરૂં પાણિગ્રહણ.
એમ કરતાં વહી ગયા દિન, એહેવે આવ્યા નારદ મુંન.

### વલણ.

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ઠિર ભૂપાળરે;
પછે વેણાપાણીએ કેમ મેળવ્યું, નળનું વેવીસાળરે.

### કડવું ૩ જું.—રાગ રામગ્રીની દેશી.

એણીપેર બોલ્યા વૃહદશ્વ વાણીજી, નળને ઘેર આવ્યા વેણાપાણીજી;
વીરસેનસુતે દીધું માનજી, અર્ઘપાદ્ય પુજ્યા ભગવાનજી.

### ઢાળ.

પુજ્યા નારદ આદર આણી, હ્રદેમાં અતિ પ્રેમ;
અન્યો અન્ય પુછીઆ, સમાચાર કુશળી ક્ષેમ.

રાજ્યાસન નળનું દેખી, નારદ રૂખી એમ પુછે;
પટરાણી દિસતાં નથી એ, કોહોની કારણ શું છે.
આસને બેસવું રાણી વિના, તેહેનો મોટો દોષ;
પછે પ્રતિઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ.
નળ કેહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;
જાણતા હશો બ્રહ્માજીએ, માહારે નિર્મી છે કો નારી.
સપ્તદ્વીપ નવખંડમાંહે, કાંઇ કન્યા કોટાકોટ;
રૂખી હું વરૂં એહેવી નવ મળે, શકે છે કન્યાની ખોટ.
રૂપ તાંહાં કુળ નહીં, કુળ તાંહાં નહીં ચાતુરી ચાલ;
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તતકાળ.
નારદ રૂખી તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ;
તાહારા સરખું નવ મળે, કો શ્યામાનું સ્વરૂપ.—
પણ એક કન્યા અલૌકિક છે, વેદ જેહેને વરણે;
તે ઈંદ્રને ઇછે નહીં તો, તુને કાંહાંથી પરણે.
નળ કેહે ઓ મહામુની તે, કન્યાનું કોણ નામ;
કવણ રાયની દીકરી ને, કવણ તેહનું ગામ.
નારદ કેહે સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
તાંહાં રાજ્યાસન કરેછે, ભીમક નામ નરેશ.
તેહેને ઘેર એક તારૂણી, વજાવતી નામ નિધાન;
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટે નહીં સંતાન.
એહેવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડયો ખટ રસ.—
ઘણા દિવસની ગઈ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાનીએ જાણીઓ, રાણીનો વંધ્યાદોષ.

પૂછીને તાંહાં ખરૂં કીધું, નિશ્ચે નહિ સંતાન;
કરૂણા આણી આપીઉં, રાયરાણીને વરદાન.
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
એધાણી રાખજે એટલી, જે માહારે નામે નામ.
એહેવું કહીને ઋષીજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન.
દમન દંતુ દુર્દમન, દમયંતી નામજ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતી, બાળક ચાર ઉછર્યાં.—૧૩૦
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
અંગ તણી તો ઉપમા, નળ કશીએ ન અપાય.

વલણ.

ઉપમા ન અપાયે નળ મેં, એમ બોલ્યા વેણાધારીરે;
નળ કેહે નારદ પ્રત્યે, તેહેનું રૂપ કહો વિસ્તારીરે.

કડવું ૪ થું. રાગ—આસાવરી.

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી,
ભીમક તણી કુંઅરી છે, કેહેવી ફુટડીરે.

ઢાળ.

ફુટડી કેહેવી દમયંતી, કોહો તેહેનું વીખાણ;
નારદ કેહેરે સાંભળો, વીરસેનસુત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદભુત સુંદર વેશ;
તેહેને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ. ૧૪૦

બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વરણન;
જ્યમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મુકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક-સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સૃષ્ટી કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડયું, દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં એરો પડિયો;
બ્રહ્માયે એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો. ૧૫૦

નળ કહે નારદને, એ વખાણભાવ ન પહોતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો?
નારદ કહે બ્રહ્માજીએ, સઉ પેહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વિમાં અવતારિ નહિ, ભરથાર એવા પાખી.
વિરંચિયે વૈદર્ભે નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહિંયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પેહેલી ચતુરાં, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભૃકુટી દેખિને, જળ કમળ કીધાં ઘર. ૧૬૦
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શકયા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેઠ વેધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળિ, કોકિલા થઈ કાળી.

રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મહોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજરકુળ;
તે હીંડતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધુળ. ૧૭૦
હસ્ત-કમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર. ૧૭૨

(દમયંતીનાં બત્રિસ લક્ષણનું અને તેની સુંદર કાંતીનું અહીં નારદ મુની નળ આગળ વધું વર્ણન કરેછે; તેથી નળ તેની ઉપર મોહીત થાયછે અને તેને પરણવાનો વિચાર કરી જંગલમાં શીકાર રમવા જાયછે. જંગલમાં નળની નજરે અગણીત જુદી જુદી જાતનાં ઝાડો અને પુષ્કળ હંસો પડેછે. આ પક્ષીઓમાંના એકને નળ જીવતું પકડવાનો આ પ્રમાણે વીચાર કરેછે.)

એકે હાથ પડે એમાંથી, પાળી પાસે રાખું; ૨૮૪
રમાડું જમાડું એને, દુઃખ દહાડા ખોઇ નાંખું.
શરપ્રહાર કરૂં જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વી માંય;
વૃક્ષતળે થઇ નીદ્રા કરીને, ઉભોછે એક પાય.
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો; ૨૯૦
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસરૂંધન કરિયો.
દ્રુમ થઇ પુઠે નળ ભઇ આવ્યો, બેથી આઘો ચાલ્યો;
બાંધો કર કરી બહુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો.

## (ઉથલો.)

આવ્યો પંખી જાગી ઉઠ્યો, નળને કીધા ચંચના પ્રહારરે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકારરે. ૨૫૫

### કડવું ૭ મું.—રાગ મારૂ.

હંસે માંડ્યોરે વિલાપ, પાપી માણસાંરે; શું પ્રગટ્યું માહારૂં પાપ. પાપી૦
એ કાળામાથાંના ધણી, પાપી૦ જેને નિર્દયતા હૈયે ઘણી. પાપી૦
એ તો જીવને મારે તતખેવ, પાપી૦ હવે હું મુઓ અસ્વમેવ. પાપી૦
ટુંપી નાખશે માહારી પંખાય, પાપી૦ મુને શેકશે અગ્નિમહાંય. પાપી૦
કોણ મુકાવે કરી પક્ષ, પાપી૦ માહારે મરવું ને એહેને ભક્ષ. પાપી૦ ૨૬૫

આ મજ સરખું રતન, પાપી૦ તે એળે થાશે નીધંન. પાપી૦
ટળવળી મરશે માહારી નાર, પાપી૦ તે જીવશે કેહેને આધાર. પાપી૦
અહો નારીએ દીઠો નાથ, પાપી૦ ધાયો સહસ્ત્ર સ્ત્રીનો સાથ. પાપી૦
નાથ ઉપર ભમે સ્ત્રીવૃંદ, પાપી૦ ઘણું કરવા લાગાં આક્રંદ. પાપી૦
હંસીએ દીધો શાપ, પાપી૦ તારી સ્ત્રી એમ કરજો વિલાપ. પાપી૦ ૨૭૫

હંસ નારીને કેહે વચન, હંસી સાંભળોરે;
તમે જાઓ સર્વ ભુવંન, આંહાંથી પાછાં વળોરે.
જે કાંઇ લખ્યું હશે બ્રહ્માય, હંસી૦ તે અક્ષર નવ ધોવાય. આંહાંથી૦
કેમ છૂટીએ કર્મના બંધ, હંસી૦ આપણો એટલો હશે સંબંધ. આંહાંથી૦
જો અણઘટતું કીધું અમે, હંસી૦ મને વારી રાખ્યો નહિ તમે. આં૦
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હંસી૦ આજ મેં નિદ્રા કીધી ભોમ. આં૦ ૨૮૫
જે થાએ થાનકભ્રષ્ટ, હંસી૦ તે પામે માહારી પેર કષ્ટ. આંહાંથી૦

સર્વને દેઉછોં શીખામણ, હંસી૦ તમો ધરણિ મા મુકશો ચર્ણ. આંહાંથી૦
એમ કેહેતો સ્ત્રીને ભરતાર, હંસી૦ દેખી નળે કીધો વિચાર. આંહાંથી૦
પંખી સર્વ પામ્યાં છે રોષ, હંસી૦ તે દે છે મુજને દોષ. આંહાંથી૦
તમે હંસ ધરો વિશ્વાસ, હંસી૦ હું નવ કરવાનો નાશ. આંહાંથી૦ ૨૯૫

## વલણ.

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહીરે;
વચન સુણી નળરાયના, હંસને વાચા થઇરે.

## કડવું ૮ મું.-રાગ મારૂ.

મનુષની પેરે પંખી બોલ્યો, મુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કાંઈ કરીશ ઉપકાર.
મૂક મુજને સર્વથા આ, રુવેછે સહસ્ત્ર સુંદરી; ૩૦૦
એહેને આસનાવાસના કરીને, હું આવીશ તુજકને ફરી.

વચન સુણી વીર વિસ્મે પામ્યો, બલ્યા હવે નહિ ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માના વાહન;
આકાશ અવની એક થાયે તો, જુઠું ન બોલું વચન.
નળ કહે હું વીરસેનસુત છોં, નૈષધ માહારૂં ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય માહારૂં નામ.
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તાહારૂં બોલવું રઢીઆળું.
ખટપદ ઢાળો મરણની ને, રખે આણો શોક; ૩૧૦

# નળાખ્યાનમાં વપરાયલા કઠણ શબ્દોના અર્થ.

પ્રેમાનંદ (પ્રેમ+આનંદ) કવીનું નામ.
નળાખ્યાન (નળ+આખ્યાન) નળ રાજાનું વર્ણન.
શંભુ—શીવ.
સુત—છોકરો.
ધ્યાનજ ધરૂં—યાદ કરૂં.
સરસ્વતી—વિદ્યાની દેવી.
પ્રણામજ કરૂં—નમું.
આદરૂં—માન આપીને વર્ણન કરૂં.
નૈષધનાથ—નૈષધદેશનો ધણી—રાજા, નળ રાજા.
કથા—વાત.
પુણ્યશ્લોક—જેની કીર્તિ પવીત્ર શ્લોક—કલામમાં આવેલી હોય એવો.
રાય—રાજા
વૈસંપાયન—સાધુનું નામ.
વાણી—શબ્દ } વર્ણન કરે.
વદે—બોલે
આણિક—પર્વતનું નામ છે.
મહિમાય—મોટાઈ.
પાંડવ—પાંડુ રાજાના પાંચ છોકરા. તેઓનાં નામ (૧) યુધિષ્ઠિર,(૨) અર્જુન(૩)ભીમસેન, (૪) નિકુળ, (૫) સહદેવ.
સ્વાતિક—જંગલનું નામ.
મોઝાર—માં, સાતમી વિભક્તિનો પ્રત્યય.
કૈલાસ—હિમાલય પર્વતની એક ટોચ.
ત્રિપુરાર—(ત્રિ, પુર, અરી—ત્રણ શેહેરનો દુસમન) માહાદેવ.
પશુપતાકા—શીવનું બાણ.
પશુપતી—શીવ.
સ્વર્ગમાહે—બેહેસ્તમાં.
કાલકેત—મોત દેખાડનાર ધજા—નિશાણ.
પુલોમા—એક રાખસનું નામ.
ઉપન્યો—ઉપજ્યો.
ઉરમાં—દિલમાં.
કલેશ—દુઃખ, દલગીરી.
પુનરપી—ફરીથી.
પારથ—અર્જુનનું બીજું નામ.
પ્રવેશ—કોઈ જગ્યાએ જવું તે.
તાપસ—તપેસરી, બાવો.
ચાતુર—ચાર.

કુંતીસુત—યુધિષ્ઠિર.
કુંતી—પાંચે પાંડવની માનું નામ.
સેવાય—ચાકરી.
યુધિષ્ઠિર—(લડાઈમાં સ્થીર, હાલે ચાલે નહીં એવો, સપ્તમી તત્પુરૂષ સમાસ) નામ છે.
તળાંસવાને—ચાંપવાને.
ચર્ણ—પગ.
સાંભર્યો—યાદ આવ્યો.
બરાયું—દલગીરી લાગી.
અંતસકર્ણ—(અંતઃકર્ણ) હૈયું, દીલ.
ધર્મરાય—યુધિષ્ઠિર.
જળે—આંસુએ.
ભીના—ભીંજાયા.
સતવાદી—સાચું બોલનાર.
નેત્રે—આંખમાંથી.
ભરે—નિકળે, વહે.
જળધારા—પાણીની-આંસુની-ધાર.
ધર્મ—યુધિષ્ઠિર.
સ્વામી—રૂષિ.
ઉઠી ગયો—જતો રહયો.
સાલે—લાગે.
વૃક્ષ—ઝાડ.
પ્રાતઃ સામગ્રી—સહવારનાં પોહારમાં જોઈતી જરૂરની ચીજ, દાતણ, પાણી ઇત્યાદી.
વરણાગી—ફીસ્યારી.
રોષ—ગુસ્સો.
મધ્યાને—બપોરે.
નિસરે—નિકળે.
જોગણી—માતા, દેવી.
પરવરૂં—જાઉં, નિકળું.
મૂજથી—માહારાથી.
સેહેવાય—ખમાય.
દ્રોપડી—પાંચે પાંડવની સામાન્ય બાયડીનું નામ.
હરણ કરી જાય—ઉંચકી લઇ જાય.
વણમાંગે—વગર માંગવે.
ગાંડીવ પાણી—અર્જુન, પારથ.
સૂનો—બેહેરો, ખાલી.
મૂની—રૂષી.
પાખી—વગર.
નિશ્વાસ—(નિઃશ્વાસ) નિસાસો.
રૂખી—રૂષી.
વિજોગ (વિ+જોગ—યોગ) છુટા પડવું તે.
રાજ્યાસન (રાજ્ય+આસન) તખ્ત.
ભૂવન—ઘરેણાં.

રિધ—પૈસો.
હારી—ખોઈ.
હવું—થયું, બન્યું.
સ્વામી—રૂષી.
વળતા વાણી વદે—પ્રતી ઉતર—પાછો જવાબ—આપે.
શું—શાને માટે.
વૈરાગ—જોગીપણું.
સમાન—બરોબર.
અનેક—એક કરતાં વધારે.
કષ્ટ—દુઃખ.
કો—કોઈ.
રાજાન—રાજા.
છાંડી—તજી દીધી.
ધર્યું—ધારણ કીધું.
માંડી—શરૂ કીધી.
કુબડું—કદરૂપું, બદસુરત.
ગાત્ર—પેત.
દુઃખ આગળ—દુઃખ સાથે સરખાવતાં.
કોણ માત્ર—કાંઈજ બીસાદમાં નથી.
કર—હાથ.
સુજને—મને.
નરેશ (નર+ઈશ)—રાજા.

ભમયંતી—ભમતી.
ઉતપત્ય—ઉતપિ, પેદાશ.
અથઈતી—એક છેડથી બીજે છેડ સુધી.
વ્યથાય—દુઃખ.
વિપ્ર—બ્રાહ્મન.
ધરતા—સાંભળતા.
હૃદે—હૈયામાં.
વિશાળ—મોટા.
ભૂપાળ (ભૂ+પાળ) રાજા.
બાંધવજન—ભાઈ.
તંન—છોકરો.
ફુટડા—શોભાયમાન.
કામ—કામ, પ્યારનો દેવ.
બન્યોના—બંનેના.
મહામતી—મોટી બુદ્ધિવાળો.
સેનાપતી—લશકરનો સરદાર.
ખ્યાત—કીર્તિ.
શત્રુમાત્ર—સઘળા દુશમન.
ભજે—પૂજા કરે, ભક્તિ કરે.
દિગવજે—(દિગ-દિશા, વિજય-ફતેહ) સઘળી દીશાએ ફતેહ મેળવવી તે.
ચોર ચખાર—લુટારા, પિંડારા.

સત્યે—સચ્ચાઇએ.
યમપતિ—યમ, મોતનો કાસદ.
સાહ્ય—તાબે.
પુરમાંહે—શેહેરમાં.
વ્યાધ—દુઃખ.
કનકે—સોનાએ.
દાતાર—આપનાર.
જાચક—ભિખારી.
દારિદ્ર—દુઃખ.
માનની—સ્ત્રિ.
પ્રસરે—ફેલાય.
વૈષ્ણવ—વૈષ્ણવ ધર્મને માનનાર.
કીર્તન—પરમેશ્વરની સ્તુતીનું ગીત.
વ્રત—નિયમ, કાયદો.
હરિજન—પરમેશ્વરને માનનારા.
નિજધર્મ—પોતાનો ધર્મ.
ધ્યાયે—મનમાં વિચાર કરે.
નેમ—નિયમ, કાયદો.
વાધ્યો—વધ્યો.
યશ—જશ.
સમસ્ત—આખી, બધી.
દારુણ—ભયાનક.
શૃંગ—ટોચ.
માનસી—પોતાનાં મનથી.

અશ્વ—ઘોડો.
કારણે—વાસ્તે.
દ્રુમ—ઝાડ.
પ્રતિહાર—પોહોરેગીર, દરવાન.
ભુંડ—ટુંકા પગ, ટુંકી પુછડી, અને લાંબાં મોહડાંનું જાનવર.
હસ્તિ—હાથી.
અણચાલતે—નહીં ચાલ્યું ત્યારે.
નિષકંટક—હરકત વગરનું.
આણ—ઢંઢેરો.
પાણીગ્રહણ—પરણવું તે.
વેવીસાલ—વિવાહ, વેસવાલ.
વેણાપાણી—નારદ મુની.
આદર—માન, આબરૂ.
અન્યો અન્ય—એક બીજાનું.
કુશળીક્ષેમ—ખેર આફીઅત.
પટરાણી—રાણી.
વેણાધારી—નારદ મુની.
કોટાકોટ—બેહદ.
વરૂં—પરણું.
શકેછે—જણાયછે.
ચાતુરી—સારી.
શ્યામા—કુંવારી સ્ત્રિ.
અલૌકીક—અજાએબ જેવી.

કવણ—કોણ.
તારૂણી—સ્ત્રિ.
વજાવતી—સ્ત્રિનું નામ.
નિદાન—નક્કિ.
આતિથ્ય—પરોણા ચાકરી.
ખટરસ—છ સ્વાદનું ખાવાનું; કડવું, કટાણું, ખાટું, ખારૂં, તીખું અને મીઠું.
ક્ષુધા—ભૂખ.
ત્રિકાળ જ્ઞાની—વર્તમાન, ભૂત અને ભવિષ જાણનાર.
વંઝાદોષ—વાંજણી સ્ત્રિનું પાપ.
વરદાન—કોઇબી ઇશ્વરી શક્તિ પ્રસંન થઇ આપણા મનની મુરાદ પાર પાડવાને વચન આપે તે.
અંતરધાન—ગેબ થયા, જતા રહયા.
ઉપમા—સરખામણી.
વિખાણ—વર્ણન.
શેષ—સો મોહડાંનો નાગ.
માનની—સ્ત્રિ.
સાગર—દરિયો.
સોહાગ—સોભાયમાન.
અભિમાન—મગરૂબી.
પાતાળ—પૃથ્વીની નીચેનો પ્રદેશ.

ભીમકસુતા—દમયંતી.
વદન—મુખ, મોહડું.
સુધાકર—ચંદ્ર.
ક્ષીણપામી—ઝાંખો થઇને, છુપઇ જઇને.
આભ—આકાશ.
પાત્ર—વાસણ.
પ્રજાપતિ—પરમેશ્વર.
ગાત્ર—પેત.
શેષ—બાકી.
વાધ્યું—વધ્યું.
ખેરો—ભુસો, કચરો.
બ્રહમા—પરમેશ્વર.
ભાવ—મતલબ.
ભાવ ન પોહોંતો—મને એની મતલબ સમજણ પડતી નથી.
ભરથાર—ધણી.
પાખી—વગર.
વિરંચીયે—બ્રહમા.
નિમ્યો—નક્કિ કીધો.
કો—કોઇ.
સ્વામી—ધણી.
ચતુરાં—ચતુર સ્ત્રિ, દમયંતી.
સંદેહ—શક.

ટળિયો—ઓછો થયો, જતો રહયો.
મીન—માછલી.
મધુકર—મ[illegible]રનાર, મધમાખી.
ભૃકુટી—ભવાં.
નાસીકા—નાક.
વેસર—નાકની અણી.
કળાધર—ચંદ્ર.
કીર—પોપટ.
ધારી—ખમી.
ધીર—ધીરજ.
અધર—નીચલો હોઠ.
વેર્યું—ચીર્યું.
કામની—સ્ત્રી.
કંઠ—અવાજ.
કોકીલા—કોયલ.
રસના—જીભ.
કીધો ત્યાગ—તજી દીધું.
કુચ—સ્ત્રિનાં સ્તન–થાન.
કુંજરકૂળ—હાથીનું તોળું.
ઉદર—પેત.
હાથપડે—હાથમાં આવે, પકડાએ.
શરપ્રહાર—બાણ, તીરથી મારવું તે.
નિધન—મોત.
ગ્રહણ કરવું—પકડવું.

વિમાસે—વિચારે.
સકળ—બધાં.
નિદ્રા—ઊંઘ.
અંબર—કપડું.
સંકોડી—સંકરાઈ બેશીને.
શ્વાસ રૂધન કિધો—દમ બંધ કીધો.
ભડ—છેક નજદીક.
લઘુ લાઘવીમાં—બારીક કરામતથી.
કીધા ચંચ પ્રહાર—ચાંચ મારી.
તતએવ—તરતજ.
અશમેવ—નક્કી, ચોકસ.
પંખાય—પાંખ.
પક્ષ—તરફેણ.
એળે—ફોકટમાં.
થાશે નીધન—મરણ પામશે.
કેહેને—કોણને.
ગ્રહયો—પકડયો.
ધાયો—જલડીથી દોડતી આવી.
સહસ્ત્ર—સેંકડો, બેહદ.
સ્ત્રિવૃંદ—સ્ત્રિનો–હંસણીઓનો જથો.
આક્રંદ—વિલાપ, રડારડ.
શાપ—બદ દુવા.
ભુવન—આકાશ.
કર્મના બંધ—નસીબનાલખેલાલેખ

વ્યોમ—આકાશ.

થાનક ભ્રષ્ટ—એક જગ્યા ઉપરથી બીજી જગ્યા ઉપર બેસે, વિસામો લે તે.

બેર—માફક.

રોષ—ગુસ્સો.

દોષ—બદ દુવા.

પ્રાણદાન—જીવતદાન બખ્ખસવું તે.

સર્વથા—બધી રીતે.

વીર—પેહલવાન, બળશાળ.

વિસ્મે પામ્યો—અજાએબ થયો.

વાહન—જે ઉપર બેસી દુર જવાય તે.

અવની—ધરતી.

વિઘ્ન—દુઃખ.

રઢીઆળું—સુંદર.